# શ્રી આણંદના વાડીવાળા

# હનુમાનજીનો મહિમા




લેખક

ભગત માનસીંગ



પ્રકાશક

કોઠારી હરીભાઇ

વડતાલ

સંવત ૧૯૮૦ | | સન ૧૯૨૪

પ્રત ૧૦૦૦

કિંમત ફક્ત એક આનો

# શ્રી આણંદના વાડીવાળા

# હનુમાનજીનો મહિમા



લેખક

ભગત માનસીંગ

પ્રકાશક

કોઠારી હઠીભાઇ

સંવત ૧૯૮૦ ] [ સન ૧૯૨૪

પ્રત ૧૦૦૦

કિંમત ફક્ત એક આનો

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ત્રિભુવનદાસ કીશીભાઇ પટેલે
પ્રકાશકને માટે છાપ્યું તા. ૨૫-૪-૨૪

# હનુમાનજીની સ્તુતિ

જે જે બાપુ મારો હનુમાન હાથી.
કરે સ્હાય મારી ભલો રામ સાથી;
હું તો બાળ બુદ્ધિ રે અજ્ઞાન ભાખું,
તારા ચર્ણું વિષે મારૂં ચિત્ત રાખું. ૧
છો અંજની પુત્ર બાળો બ્રહ્મચારી,
નવે ખંડમા હાક વાગે તમારી;
કોપ્યો ગિરીવર સમૂળા રે કાઢે,
સામા શત્રુના કેશ ઝાલી પછાડે. ૨
ઇઠચોતેર વાર તારી આણ માને,
તારે શર્ણું આવ્યો તેને બીક શાને;
મારી રાવણ રામની સ્હાય કીધી,
લાવ્યા સીતાને લંકા લગાડી દીધી ૩
ભલો વજ્રઅંગી મતિ સત્ય તારી.
માયા દૂરથી દેખતો બ્રહ્મચારી;
શોભે સિંદુર ટીકો લેલાટ તારે,
ભણે દાસ માનસીંગ તારે આધારે. ૪

---

પદ ૧

( જનુની જીવા રે ગોપીચંદની— એ રાગ )

મહાવીરજી સુણો મારી વિનતી, અરજી સુણજો આજજી; મહા૦
સુંદર દેશ સોહામણો, ચરોતરની માંહીજી,
ગામ આણંદ ગુજરાતમાં, વસ્તી સારી તે માંહીજી મહા૦ ૧
બ્રાહ્મણ વર્ણું વસે ઘણી, પુણ્યવાન ઉદારજી,
ભલી વસ્તી તો ભારે ઘણી, પવિત્ર પાટીદારજી. મહા૦ ૨
એ વિના વસ્તી અપાર છે, બીજી જ્ઞાતિ તે બહુજી,

નીતિ પ્રમાણે ચાલે સહુ, અનીતિ કેવી કહુજી. મહા૦ ૩
એરે ગામની પશ્ચિમ દિશે, સરોવર છે સારજી,
નામ ઘોયું ગુણવત છે, શોભાના નહિ પારજી. મહા૦ ૪
એરે સરોવરની ઉત્તરે, મહાવીરજીનું મંદિરજી,
પુર્વ મુખે પોતે શોભતા, ધર્મધોરંધર ધીરજી, મહા૦ ૫
દહેરૂં પણ પૂર્વ મુખે છે, શોભાના નહિ પારજી,
આગળ શોભે છે બે આરસહલી, ફુલની સુગંધી અપારજી. મહા૦ ૬
એવી રીતનું એ ધામ છે, શોભાનું તો અપારજી,
દાસ માનસીંગ એમ કહે, મારે તમારો આધારજી મહા૦ ૭

---

૫૬ ૨

કષ્ટભંજન કૃપા કરી, રાખો સેવકની લાજજી
અરજી અમારી ઉરમાં ધરી, કરજો જરૂર કાજજી. કષ્ટભંજન૦ ૧
ઘોર કળીમાંહી માહરી, તમો રાખજો ટેકજી
એટલી વિનતી અંજનીતન, મટાડો તેની બીકજી. કષ્ટભંજન૦ ૨
જે જન આવે તમ શરણે, તેની કરજો સ્હાયજી
જેને જેવી ઇચ્છા મનની, તેને તેવીજ થાયજી. કષ્ટભંજન ૩
આ રે કળીજુગમાંહી તમે, પુરો મનની હામજી
કષ્ટભંજન કષ્ટ કાપજો, છે કષ્ટભજન નામજી. કષ્ટભંજન૦ ૪
સર્વે જન મળી સેવા કરે, આપ તણી અપારજી
સેવાનું ફળ તમો આપજો, અંતરકેરા આધારજી. કષ્ટભંજન૦ ૫
અંતર્યામી તો આપ છો, જાણો મનની વાતજી
આ રે કળીમાંહી તો તમે, છો જરૂર પ્રખ્યાતજી. કષ્ટભંજન૦ ૬
દાસ ઉપર દયા લાવજો કૃપા કરીને આપજી
ગુન્હા હોય માનસીંગના, આપ કરજો માફજી. કષ્ટભંજન૦ ૭

---

પદ ૩

કષ્ટભંજન કષ્ટ કાપજો, દયા કરીને આપજી
પાપ પુરવનાં બાળજો, જો હોય માપ અમાપજી. કષ્ટભંજન૦ ૧
પુરાતનાં મૂર્તિ પધરાવેલી, હશે પ્રેમી ભક્ત કોઇજી
આ સમે અંજનીસુતની, મૂર્તિ પ્રત્યક્ષ જોઇજી. કષ્ટભંજન૦ ૨
આચારજી શ્રી રઘુવીરજી, ધર્મ ધોરંધર ધીરજી
પ્રત્યક્ષ મૂર્તિ શ્રીજીતણી, તેમનુ કહાવે કુળજી. કષ્ટભંજન૦ ૩
તે પોતે આણંદ પધારીઆ, મુક્ત લેઇને સાથજી
ગુણનીધિ ગોપાળાનંદજી, હતા તેમની સાથજી. કષ્ટભંજન૦ ૪
મંદિર જોઇને માહિ આવીયા, દર્શન કાજજી
મૂર્તિ જોઇ મહાવીરની, રાજી થયા છે રાજજી કષ્ટભંજન૦ ૫
મૂર્તિ જોઇને રાજી થયા, ગોપાળાનંદ આપજી
સ્પર્શ કરીને નિજ હાથના, કહે વધજો પ્રતાપજી. કષ્ટભંજન૦ ૬
એટલું કહીને તે ચાલીયા, ગયા વડતાલ ગામજી
તે દિવસથી રે આપનુ, ધર્યું કષ્ટભંજન નામજી. કષ્ટભંજન૦ ૭
માટે ચમત્કારી બહુ છો, તેનું ન થાય માપજી
દાસ વીરલા કોઇ જાણે છે, તેના હરજો પરિતાપજી કષ્ટભંજન૦ ૮

---

પદ ૪

હનુમંતજી હવે હદ થઇ, કૃપા કરોને આપજી
શરણે આવેરે જે આપને, તેના હરજો સંતાપજી. હનુમંતજી૦
હનુમંત મહા સમર્થ છો, સમર્થનો નહિ પારજી
સીતા માતાની શોધ લાવીયા, ન લાગી જરા વારજી. હનુમંતજી૦
સમુદ્ર કૂદ્યા રે એક ફાળથી, હિંમત ધારી મનજી
સામે ત્રટ જઇ આપ ઉભા, ધન્ય કેસરીનંદનજી. હનુમંતજી૦
ધન્ય ધન્ય માતા અંજની, ધન્ય તાતનું નામજી
ધન્ય સમર્થ હનુમાનજી, કર્યું રામજીનું કામજી હનુમંતજી૦

રામચંદ્રજી રાજી થઇ, રાખ્યા પોતાની સાથજી
સામર્થ્ય આપ્યું અતિ ઘણું, મૂકયો મસ્તક હાથજી. હનુમંતજી૦
એવાં એવાં રે કામ બહુ કર્યા, કહેતાં ન આવે છેકજી
અલ્પ બુદ્ધિથી દાસ ઓચરે તમો રાખજો ટેકજી. હનુમંતજી૦
માટે હવે કૃપા કરી, અરજી લેજો તમો હાથજી
વાંચી ઉત્તર વેલો આપજો, કહે માનસીંગ દાસજી. હનુમંતજી૦

---

પદ ૫

મહાવીર હવે મેર કરો, દયા કરીને મનજી
સ્હાય કરો તમે સહુની, અંજની કેરા તનજી. મહાવીર૦ ૧
જે જન આવે તમ શરણે. તેની કરજો સ્હાયજી
ફેરાનું ફળ તમો આપજો, તે નિરાશ નવ થાયજી. મહાવીર૦ ૨
પ્રત્યક્ષ પોતે આપ છો, પરચા પુરો છો બહુજી
પરચા હું કેટલા વર્ણવું, જન જાણે છે સહુજી. મહાવીર૦ ૩
સૂર્ય ઉદય થાય જગતમાં, હરખે મનમાં સૌ કોઇજી
સહુ જીવ રાજી થાય છે, રવિ પ્રકાશ જોઇજી મહાવીર૦ ૪
તેમ આપનાં દરશન કરી, મનમાં હરખે સૌ કોઇજી
માટે આપ તો દયાળ છો, એમ કહે જન જોઇજી. મહાવીર૦ ૫
આ જુગ કેવો જાય છે, તે તો જાણો છો મનજી
ચારે જુગમાં પ્રખ્યાત છો, ધન્ય વાયુ નંદનજી. મહાવીર૦ ૬
વારંવાર કરૂં વિનતી, કરજોડીને આજજી
દાસ માનસીંગ ઉપરે, રાજી રહેજો મહારાજજી મહાવીર૦ ૭

---

પદ ૬

અંજની સુત અલબેલડા, પુરો મનની હામજી
સહુ દેવમાં પ્રખ્યાત છે, હનુમંતનું નામજી. અંજની૦ ૧

રામચંદ્રજીને વ્હાલા ઘણા, તમો અંજનીતનજી
સેવા થકી રાજી કરેલા, હનુમંત ધન્ય ધન્યજી. અંજની૦ ૨
આપની સેવા એવી કોઇ કરે, સોંપી આપને શીષજી
તેની ઉપર રાજી થજો તમો, તમને ધ્યા જુગદિશજી. અંજની૦ ૩
એવી રીતે તમો આ સમે, કરજો સેવકનાં કાજજી
જેવી રીતની સેવા કરે, તેવી રાખજો લાજજી. અંજની૦ ૪
લંકા બાળી તમો આવીયા, સમુદ્ર કેરે તીરજી
અગ્નિ ઓલવવા કારણે ધરી મનમાં ધીરજી. અંજની૦ ૫
તે સમે આપ શરીરથી, છુટયો પરસેવો રૂપજી
તેરે પરસેવાનું બુંદ પડયું, મઘરી કેરા મુખજી. અંજની૦ ૬
તે થકી ગર્ભવંતી થઇ, મઘરી તે તો આપજી
મકરધ્વજ પુત્ર ઉપન્યો, તેના છો તાત આપજી. અંજની૦ ૭
અઇકાવતી નગરી આપ ગયા, ત્યારે જાણી વાતજી
દાસ માનસીંગ એમ વદે, વિચારો તમો વાતજી. અંજની૦ ૮

---

પદ ૭

સમીર સુત સંભારજો, ખરી કે ખોટી વાતજી
મઘરીએ એંધાણ આપીયું, ત્યારે માની તે વાતજી. સમીર૦ ૧
ત્યાર પછીથી રામચંદ્રજીને, બોલાવી લાવ્યાતા આપજી
રામજીને પોતે મળા કરી, સઘળી તમે વાતજી. સમીર૦ ૨
ત્યારે રામજી રાજી થયા, મકરધ્વજ ઉપરજી
નગરી મહીકાવતીનું રાજ, આપ્યું રણધીરજી. સમીર૦ ૩
અહી રાવણ મહી રાવણનું, મૃત્યુ ખોળી લાવ્યા આપજી
તેમની સ્ત્રી પાસે જઇ કહ્યો, રામજીનો પ્રતાપજી. સમીર૦ ૪
ત્રીયા તેનીને ઇચ્છા હતી રામ મળવાને મનજી
મહીલાએ મૃત્યુ બતાવેલું, એવી અબળા તનજી. સમીર૦ ૫
પોતાના સ્વારથ સારૂ તો, કરે કામ વિકટજી

એવી રીતે સહુ જાણજો, ત્રીયા માત્ર વિકટજી. સમીર૦ ૬
અઢાર પદમ સેના હતી, તેમાં હનુમંત મુખ્યજી
દાસ માનસીંગની વિનતી સુણી ભાંગો સહુનાં દુઃખજી. સતીર૦ ૭

---

પદ ૮

ધન્ય ધન્ય હે હનુમંતજી, શોભાનો નહિ પારજી
શોભા આપની તો આ સમે, વધી છે જો અપારજી. ધન્ય૦ ૧
સેવક જન સર્વે આ ગામના, કરી સેવા તે બહુજી
સેવકનાં નામ બહુ છે, કેટલાં તે હું કહુંજી. ધન્ય૦ ૨
આપ તણી જેહ મૂરતિ, રંગથી શોભે બહુજી
રંગથી મુરતિ શોભે ઘણી, ઉપમા કેવી કહુજી. ધન્ય૦ ૩
ઉપમા આપી છે રામજીએ, તેથી વધી છે વિશેષજી
અલ્પ બુદ્ધિથી હું શું ઉચરૂં, ન પામે પારશેષજી ધન્ય૦ ૪
રંગાવ્યામાં સૌ રાજી હતા, બ્રાહ્મણ પાટીદારજી
સૌ જ્ઞાતિને મનમાં ઘણો, સેવા કરવાનો પ્યારજી. ધન્ય૦ ૫
સંવત ઓગણીસેં અગનાએંસી, સુંદર આસો માસજી
વદ સાતમ બુધવારને, કરી પ્રતિષ્ઠા શ્રેષ્ઠજી. ધન્ય૦ ૬
સરવે સેવક શ્રદ્ધા સહિત, અપાર આપ્યું ધનજી
દાસ માનસીંગ એમ કહે, હરો સૌનાં વિઘનજી ધન્ય૦ ૭

---

રાગ લાવણી

પદ ૧

મારે મંદિર પધાર્યા શામ થઇ બડભાગી— એ રાગ

શ્રી આણંદ પુરના શ્યામ સદા સુખદાતા,
છો ચારે જુગમાં આપ બહુ પ્રખ્યાતા. ૧

આ કળજુગ માંહી કષ્ટ સહુના કાપો,
સેવક જનને પોતાના કરીને સ્થાપો. ૨
સંધ્યા ટાણે ત્યાં ભજન થાય છે સારૂ,
દરશન કરવા ત્યાં આવે જન હજારૂં. ૩
દરશન કરીને પરકંમા સહુ ફરતા,
મહાવીરજીની મુરતિ ઉરમાં ધરતા. ૪
પૂરવ મુખે દહેરૂં શોભે બહુ ભારી,
છે પૂર્વ મુખે મુરતિ બહુ ચમત્કારી. ૫
જેવાં સતયુગમાંહી કર્યાં છે સહુનાં કામ,
આ કળજુગ માંહી પુરો છો મનની હામ. ૬
જેવી લક્ષ્મણજી કેરી સહાય તો તમે કીધી,
આ કળજુગમાંહી સંભાળ સહુની લીધી. ૭
આ કળજુગમાંહી કરો છો સહુનાં કામ,
ધન્ય ધન્ય હે કષ્ટભંજન તમારૂં નામ. ૮
માટે કૃપા કરીને સુખ સહુને આપો,
નામ કષ્ટભંજન છે તે થકી કષ્ટજ કાપો. ૯
નિરંતર આપનો આણંદ ગામમાં વાસ,
કરજોડી કહે છે જરૂર માનસીંગ દાસ. ૧૦

---

પદ ૨

જે પૂરણ પ્રેમથી ભક્તિ કરે છે તમારી,
તેનાં દુઃખ દારિદ્ર દૂર કરો બ્રહ્મચારી. ૧
માટે મનવાંચ્છિત ફળ સહુને આપો,
જે શરણે આવે તેની લાજ તો રાખો. ૨
બાનાની ટેકતો તમો રાખો મહારાજા,
આપો છો પરચા તમો આ સમે મહારાજા. ૩
હરકોઈ શરણે આવે છે જો તમારી,

તેના વૃત્તિ ઠેરાઇ જાય મુરતિ ભાળી. ૪
માટે સેવક જનને જરૂર કરજો સહાય
જેથી એહના વૃત્તિ પાછી નવ ખેંચાય. ૫
ચમકલોહને ખેંચે છે વળી જેમ,
તેમ મન ખેંચો છો તમો સહુનાં તેમ. ૬
જે શરણે આવે તેની આશ પુરી કરજો,
દાસની અરજી જરૂર ઉરમાં ધરજો. ૭
દર શનિવારે ત્યાં શોભા થાય છે સારી,
દરશન કરવા ત્યાં આવે નરને નારી. ૮
હતો વિશ્વવિહારીલાલને પૂરણ પ્યાર,
આવે દરશન કરવા દર તે શનિવાર. ૯
માટે દાસ માનસીંગ બે કરજોડી માગે;
રહો અહો નિશદીન આંખડલીની આગે. ૧૦

---

હરીગીત છંદની ચાલમાં.

કળીમળ સહુનાં કાપજો મહાવીરજી સુખ આપજો,
જે દુઃખી જન તમ શરણુ આવે તેનું દુઃખજ કાપજો.
આ કળીમાંહી ધર્મ જુઓ કોડ તે કહેવાય છે,
શ્રદ્ધા વિના સહુ જન જુઓ ગાફલ ગોથાં ખાય છે.
કુળ પોતાતણો ધર્મ તજી પરધર્મે ચીત્ત ચહાય છે,
માટે જુઓ વિચારી સહુજન હળાહળ કળજુગ જાય છે.
એવો કળજુગ આ સમે જરૂર એ સહુને દમે,
આસુરી જીવ અધિક છે માટે તેમને તેવું ગમે.
માટે સહુ વિચાર કરજો ધર્મ પોતાનો નવ તજો,
જે ઇષ્ટદેવ હોય આપણા તેને તમે તો સો ભજો.
સહજાનંદજી સુખ આપજો દાસતણું દુઃખ કાપજો,
માનસીંગ માગે એટલું મુને તો મોક્ષજ આપજો.

રાગ માઢની ઢબ.

વજ્જરઅંગી બાપુ મારા રે તમે છો બાળ કુંવારારે—ટેક.
બાળ કુંવાળા બાપુ મારા પ્રાણજીવન છો આજ,
સીતાજીની શોધ લાવ્યા તમો કીધું રામનું કાજ. વજ્જર ૧
બળીઆ આપ બહુજ કહાવો બળતણો નહિ પાર,
સમુદ્ર કુદતાં આપને સ્વામી ન લાગી જરા વાર વજ્જર ૨
ઉત્તર કાંઠેથી કુદીયા તમો દક્ષિણ જાવા કામ,
વચમાં કાંઇ આધાર નહિ નહિ પર્વત કે ગામ વજ્જર ૩
કુદતી વેળા વાનર સહુએ પર્વત ઝાલ્યો ચોપાસ,
ગર્જના કરીને કુદીયા તમો રાખી રામનો વિશ્વાસ વજ્જર ૪
પર્વતને પાતાળમાં ઘાલ્યો જોવા રાવણનું ગામ
હિંમત ધરી કુદીલા તમે કરવા રામનું કામ વજ્જર ૫
અશોક વાડી ઉજડ કરી હણીઆ હેત અપાર,
રાવણની લંકા બાળતાં જરા ન લાગી વાર. વજ્જર ૬
વજ્જર દેહી તમો કહાવો ન થયો વાંકો વાળ,
રામના પ્રતાપથી તમને ન નડે માયા કે કાળ. વજ્જર ૭
એવાને એવા બળીઆ કહાવો નિરંતર મહારાજ
દાસ માનસીંગ વિનતી કરે છે રાખો સૌની લાજ. વજ્જર ૮

---

## શ્રી હનુમાન દેવની આરતી.

જે શ્રી હનુમંતા, જે શ્રી હનુમંતા.
અંજની સુત અતિ તેજા છોજી બળવંતા—ટેક.
સીતા શોધને કારણે સમર્યા રઘુનાથે,
પ્રભુ સમર્યા રઘુનાથે
તત્ક્ષણ પ્રગટયા ત્યાંહી દંડ ગ્રહી હાથે જે શ્રી ૧
પાયે નમીને પરવર્યા અતિ બળીયો વીર,

પ્રભુ અતિ બળીયો વીર
પલમાં પહોંચ્યા ત્યાંહી સાગરને તીરે જે શ્રી ૨
વાયુસુત વેગે કરીને કૂદ્યા બળવંતો,
પ્રભુ કૂદ્યા બળવંતો
લંકા રહી પાછળ પરલંકા પડીઓ જે શ્રી ૩
વેગે મળીઆ માતને દુઃખ નાખ્યાં કાપી,
પ્રભુ દુઃખ નાખ્યાં કાપી
ઇશ્વર અંસ પ્રતાપે દુઃખ નાખ્યાં કાપી જે શ્રી ૪
વાડી ભેલાડી વેગશું લંકા પુર બાળ્યું,
પ્રભુ લંકા પુર બાળ્યું
આવ્યા રામની પાસે પ્રભુનું વચન પાળ્યું જે શ્રી ૫
હનુમાન હઠીલાની આરતી જે કોઇ ગાશે,
પ્રભુ જે કોઇ ગાજે
ભણે દાસ માનસીંગ ભજે સુખસંપત્તિ થાશે જે શ્રી ૬

---

રાગ માઢની ઢબ

કાળી દૈત્યે કેરજ કરીઆ રે, હરીવરને કપટેથી હરીઆ. ટેક
દૈત્યે તો કૃતાચુ મોકલીયું, કરવા હરીવરનો કાળ,
કૃતાચુ આવી કરૂપી ત્યારે માતા ધવરાવતાં બાળ કાળી૦ ૧
કૃતાચુ આવી તેમની પાસે ઝડપી લઇ ચાલી બાળ,
બાળા તો તવ રડવા લાગ્યાં કહે બાળનો આવ્યો કાળ. કાળી૦ ૨
રૂદન સૂણી માતાજીનું મહાવીર આવ્યા પાસ,
આવીને તેમને પૂછવા લાગ્યા કેમ છો આજ ઉદાસ. કાળી૦ ૩
ભક્તિ માતા તવ બોલ્યાં તમો સૂણો રામના દાસ,
બાળ હમારાને કૃતાચુ લઇ ગયો તેથી અમો રે ઉદાસ. કાળી૦ ૪
વિલાપ ના કરો વારૂં છું તમને નહિ થાય વાંકો વાળ,
સમર્થ છે સહજાનંદજી તે તો કાળ તણા મહાકાળ કાળી૦ ૫

ધર્મ દેવને ધીરજ આપી ચાલીયા પવન કુમાર,
કૃતાયુ પાસે જતાં પોતાને ન લાગી જરાવાર. કાળી૦ ૬
હનુમંત કહે છે કૃતાયુને મૃત્યુ આવી પહોંચ્યું પાસ,
જટીએ ઝાલી તમને પછાડું મુકજો જીવ્યાની આશ. કાળી૦ ૭
બાળક લાવી માતાને આપ્યો હર્યું કૃતાયુનું વિઘ્ન,
ધર્મ ભકિત બહુ રાજી થયાં કહે માતા અંજનીને ધન્ય. કાળી૦ ૮
એવી રીતે તમે દૈત્યને મારો દુઃખ દે જ્યારે અપાર,
દાસ તમારો એમ કહે છે હણો દૈત્યને વારંવાર. કાળી૦ ૯
ખરી વાત આ માનજો તમો જુઠી નથીરે લગાર,
ભકત ચીંતામણી પ્રકર્ણ જોજો સત્તરમાનો આધાર. કાળી૦ ૧૦

---

જે જે હનુમંત મહાબળકાવ્ય, લાખો જન દરશન કરવાને આવે;
એવા આપ છોજ બહુ સમરથ, તમો આગે વાગે ઘડિયાળ ને ઘંટ
મિત્ર તમોએ સુગ્રીવને કહાવ્યો, બંધુ એના વાલીને મોક્ષ અપાવ્યો;
કરો છો સેવા તમો રામની ઝટ, તમો આગે વાગે ઘડિઆળ ને ઘંટ.
પરોપકાર આપ બહુ કરો છો, સ્વાર્થ વિના સ્હાય સહુની કરો છો
એવી રીતે આજ બ્હાંય ઝાલો ઝટ, તમો આગે વાગે ઘડિયાળ ને ઘંટ
એવી રીતે શોક સૌના નિવારો, સંસાર સાગરથી જરૂર તમો તારો;
ઘીનો દીવો બળે અહોનિશ અખંડ તમો આગે વાગે ઘડિયાળ ને ઘંટ
માટે દાસ સોપર દયાજ કરજો, આપને સંભારે તેનાં સંકટ હરજો,
તમને સમરતાં ભૂત ભાગે ઝટ, તમો આગે વાગે ઘડિઆળ ને ઘંટ
માટે આપનો સૌ રાખે છે આધાર, મહાવીરે બતાવ્યો છે ચમત્કાર,
કાળી દૈત્યને પાડ્યા તમે ઝટ, તમો આગે વાગે ઘડિઆળ ને ઘંટ ૬

---

# શ્રી હનુમાનજી મહારાજનો થાળ

જમો જમો મહાવીરજી મારા, સુખડી છે સારી રે.

કાઠા ઘઉંનો લોટ ઝીણો છે, તાજા ઘીમાં બનાવી રે, જમો૦

નદી કાંઠાનો ગોળ સારો છે, મહીં સાકર થોડી મિલાવી રે, જમો૦

ખીર સાકર નાખીને બનાવી, વાટી દાળનાં વડાં રે, જમો૦

ગળી સાંરી ગોટલી મૂકી, થાલ ઘણા વગાર્યો રે, જમો૦

મગસ સારો તાજા ઘીનો, સાકર કેરો કર્યો રે. જમો૦

અંજની તનને જમવા સારૂં, ચાંદીના થાળમાં ધર્યો રે, જમો૦

મેવા રે બહુ લાવીને મુક્યા, કહેતા ન આવે પાર રે, જમો૦

ગલકાં કેરાં ભજીયાં મૂક્યાં, જમો પ્રાણ આધાર રે, જમો૦

શ્રીફળ ને સીતાફળ સારા, જાંબુ જમરૂખ કેરી ગાળ્યા રે. જમો૦

દ્રાક્ષ બદામ દાડમ પપૈયા, કેળાં ફણસ અપાર રે. જમો૦

એવી વસ્તુ બહુ થાળમાં મૂકી, જમો વારવાર રે, જમો૦

આનંદે જમી ચળુ કરો, છે જળની ઝારી તૈયાર રે, જમો૦

લવીંગ સોપારી એલચી લેજો, તજ તીખી સારી રે, જમો૦

પ્રસાદી દાસને આપો, જમી રહી બ્રહ્મચારી રે, જમો૦